2808

# પ્રસ્તાવના.

જેને ગૂજરાતી બોલી તથા ચાલ ચલગત સારીપેઠે જાણવાની મરજી હોય, તેણે આવી ચોપડી ધ્યાન લગાડીને વાંચવી. કેમકે એક દક્ષણી માણસ પોતાના મનમાં એવું ધરતો હતો કે હું ગૂજરાતમાં ઝાઝાં વરસ રહ્યોછું, તેથી ગૂજરાતી ભાષા તથા ચાલ ચલગત સારીપેઠે જાણુંછું; એવું કોઈ ગૂજરાતી માણસ આગળ તેણે કહ્યાથી, પેલા ગૂજરાતીએ એ દક્ષણીને કહ્યું કે, તમે ગૂજરાતમાં સરકારી કામમાં રહેલા માટે જેટલા શબ્દો સરકારી કામમા આવ્યા હશે, તેટલા તમે જાણતા હશો. પણ અમારા ઘરમાં બાઇડિયો, છોકરાં, શી રીતે બોલે છે તે જ્યારે તમારા જાણવામાં હોય, ત્યારે તમે ગૂજરાતી ભાષા સારીપેઠે જાણોછો એમ કહેવાય. માટે તે તમે જાણતા હો તો કહો કે "ધૂમણી ઘાલવી" એટલે શું? પછી તેનો અર્થ પેલા દક્ષણીના સમજવામાં આવ્યો નહિ. માટે ગૂજરાતી ભાષા, તથા ચાલ વિષે જાણવા સારૂ સાહેબ મોસુફને વાસ્તે આ વર્ણન કલ્પના કરીને મેં બનાવ્યુંછે.

મુકામ સાદરા. સને ૧૮૫૪

આ ચોપડી વાંચીને આપણે એટલો વિચાર કરવાનો છે, કે—આપણા દેશની વગર ભણેલી અને વેહેમી સ્ત્રીયો ભેગી થઇને આવી વાતો કરેછે. અને સુધરેલા દેશની સ્ત્રી·

યો ભેગી થાયછે ત્યારે વિદ્યા સંબંધી, અને દેશની સ્થિતિ સંબંધી વાતો કરેછે. થોડાં વર્ષઉપર મીસ મેરી ક્યારપેંટર આહિં આવી હતી, તે એવાં ભાષણો કરતી હતી કે જે સાંભળીને વિદ્વાનો પણ અચરજ પામતા હતા. આપણી સ્ત્રીયો ભણીને એવી હોશિયાર થશે ત્યારેજ આપણા દેશની સ્થિતિ સુધરશે.

## दोहरो.

**स्त्रियो सुधरशे तोज फळ, उत्तम थशे अथाक;**
**पृथिवी सुधरे तोज त्यां, पाके सारो पाक. १**

ક. દ. ડા.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સન ૧૮૫૬માં સોસાઇટીએ છપાવી હતી. પછી બીજી આવૃત્તિની ૨૦૦૦) નકલો સન ૧૮૬૪માં છપાવી હતી. અને ત્રીજી આવૃત્તિની ૧૦૦૦) નકલો સને ૧૮૭૪માં છપાવી હતી. તે બધી નકલો ખપી ગઈ, અને ઈનામમાં વહેંચવા સારૂ સરકાર તરફથી તથા બીજા દેશી સંસ્થાનોના કેળવણી ખાતાના ઉપરી અધિકારીઓ તરફથી તથા લોકો તરફથી તેની. માગણી થયા કરેછે તેથી આ ચોથી આવૃત્તિની ૧૦૦૦ નકલો છપાવીછે.

ગૂ. વ. સોસાઇટીની ઓફિસ.
અમદાવાદ
તા. ૩૧મી માર્ચ સને ૧૮૮૭.

કૃપાશંકર દોલતરામ ત્રવાડી,
આસિસ્ટંટ સેક્રેટરી, ગૂજરાત
વર્નાક્યૂલર સોસાઇટી.

# સ્ત્રીસંભાષણ.



## કુટુંબ ૧.

| | |
|---|---|
| શેઠ હીરાચંદ, ઉમર વરસ | ૬૦. |
| તેમની સ્ત્રી શેઠાણી પ્રેમકોરબાઈ, ઉમર વરસ | ૫૦. |
| બીજી સ્ત્રી ¹નવી બાઇ, ઉમર વરસ | ૨૦. |
| પ્રેમકોરનો દીકરો ઝવેરચંદ, ઉમર વરસ | ૩૨. |
| તેની વહુ નવલવહુ, ઉમર વરસ | ૨૧. |
| તેનો દીકરો મલુકચંદ, ઉમર વરસ | ૫. |
| બીજો પાનાચંદ, ઉમર માસ | ૬. |
| દીકરી અંબા, ઉમર વરસ | ૮. |

## કુટુંબ ૨.

| | |
|---|---|
| શેઠ માણકચંદ, ઉમર વરસ | ૩૬. |
| શેઠાણી મંછીવહુ, ઉમર વરસ | ૩૦. |
| તેનો દીકરો તારાચંદ, ઉમર વરસ | ૮. |
| શેઠની બેહેન હરકોર બાઈ, ઉમર વરસ | ૪૦. |

---

૧ ચાહે તે નામ હોય પણ બીજી સ્ત્રીનું નામ નવી વહુ; તે ઘરડી થાય, ત્યારે નવીબાઈ કહેવાય છે.

## પ્રકરણ ૧ લું.

મંછીવહુ. (માણકચંદ શેઠને કહેછે) સાંભળોછો?

(ધણીધણિયાણીએ એક બીજાનું નામ લેવાનો ચાલ નથી, માટે સાંભળોછો? એમ કહીને બોલાવેછે.)

માણકચંદ. શું કહોછો?

મંછી. હીરાચંદશેઠની હવેલીમાં હાલ ચિત્ર ઘણાં સારાં બનાવ્યાંછે, એમ લોકો કહેછે. માટે અમારે જોવા જવાની મરજી છે, તે તમે કહો તો જઈએ.

(બાયડિયોને કોઈને ઘેર જવાની મરજી હોય, તો ધણીની રજા વિના જવાય નહિ.)

માણકચંદ. ઠીક છે, પણ આજતો હીરાચંદશેઠ પોતાને ઘેર હશે, ને કાલે શાહીબાગમાં જનાર છે, માટે તે ગયા પછી તમે શેઠાણી પાસે જવું હોયતો જજો, કેમકે શેઠ બેઠા હશે, ત્યારે તમારાથી શી રીતે ચિત્ર જોવાશે?

(જે સ્ત્રીના ધણીથી બીજો પુરૂષ મોટી ઉમરનો હોય, ત્યારે તેની લાજ કાઢવી પડેછે, માટે તેવો પુરૂષ બેઠો હોય, ત્યાં એ સ્ત્રીએ ઊંચે સાદે બોલાય ચલાય નહિ.)

મંછી (બીજે દહાડે કહેછે) તમે કાલે કહ્યું હતું, કે કાલે જજો તે હવે આજ જઈએ?

માણકચંદ. કોણ કોણ જશો?

( ઘણુંકરીને સ્ત્રીએ કોઈને ઘેર એકલાં જવાય નહિ.)

**મંછી.** હરકોર બા, તારાચંદ, ને હું એ ત્રણે જઈશું.

( નણંદને બા કહેવાનો ચાલછે.)

**માણકચંદ.** ઠીક છે. પણ પેહેલું કોઈને મોકલો, તે હીરાચંદની વહુને પુછી આવે કે, અમારે મળવા આવવું છે, તે કયે વખતે આવીએ ?

(પેહેલી ખબર કરવાનું કારણ, કે ઘરમાં બેઠાં હોય ત્યારે ગમે તેવાં લૂગડાં પહેર્યા હોય, તેથી કોઈ આવનાર હોય ત્યારે સારાં લૂગડાં ઘરાણું પેહેરવાનો ચાલછે.)

પછી ચાકરને પૂછવા મોકલ્યો, તે પૂછી આવ્યો, કે દિવસના બાર ઉપર ત્રણ વાગતે આવવું. (એ વખત ફુરસદની હોયછે. પછી તૈયાર થતાં વાર થઈ, ને બાર ઉપર પાંચ વાગતાં હીરાચંદશેઠને ઘેર પહોંચ્યાં.)

(મુકરર કરેલા વખતે બાઇડિયો કોઈ દિવસ તે કામ કરે નહિ, કારણ કે તેમનામાં ઘણી સુસ્તી હોય છે. )

ઘરબહાર ઊભાં રહીને ચાકરને કહેવા મોકલ્યો, તેણે જઇને હીરાચંદની વહુને કહ્યું.

**ચાકર.** માણેકચંદશેઠના ઘરનાં મળવા સારૂ આવ્યાંછે.

**પ્રેમકોર.** ઓ નવલવહુ, ઊઠો ઊઠો, તમેતો હજુસુધી ચોટલો ગુંથોછો, ને માણેકચંદના ઘરનાં તો આવ્યાં.

(અહીં પણ સુસ્તી ઘણી એમ જાણવું).

પ્રેમકોર. (ચાકરને કહેછે) જા, કહીએ કે આવો. પછી પેલાં આવ્યાં; ને જોયુંતો હીરાચંદ ઘરમાં બેઠા હતા; એટલે શરમ પામીને બહાર ઊભાં રહ્યાં; એટલે પ્રેમકોર શેઠાણીએ શેઠને કહ્યું કે,

(હીરાચંદની વહુમાં એટલી અકલ ના આવી કે શેઠ ઘરમાં બેઠાછે, ને પેલાં શી રીતે આવશે)

પ્રેમકોર. સાંભળોછો ?

શેઠ. શું કહેછે ?

(ઘણું કરીને પોતાની સ્ત્રીને માન આપીને બોલાવવાનો ચાલ નથી. માટે શું કહેછે એમ કહેછે પણ શું કહોછો, એમ નથી કહેતા)

પ્રેમકોર. ઊઠો ઊઠો, દોકાનમાં જઇને બેસો. માણકચંદનાઘરનાં મળવા આવ્યાં છે, તે બહાર ઊભાં થઈ રહ્યાંછે.

(શેઠ ઊઠીને બહાર ચાલતાં વળી પાછા વળીને બોલ્યા )

શેઠ. ઝવેરચંદ. !

(દીકરાનું નામ લઈને પોતાની સ્ત્રીને બોલાવવાનો ચાલ છે. )

પ્રેમકોર. શું કહોછો ?

શેઠ. માણકચંદશેઠનો દીકરો સાથે આવ્યો હોય તો તેના હાથમાં શેર મિઠાઈ આપવી જોઇયે.

પ્રેમકોર. સારૂં, આપીશું.

પછી શેઠ ગયા, એટલે પેલાં ઘરમાં આવ્યાં.

**પ્રેમકાર.** (પોતાના ચાકરને કહેછે.) અલ્યા ચાલ્ય ઝટ, અહીં એક નાની જાજમ લાવીને પાથર.

**ચાકર.** પાથરૂં છું.

માણુકચંદની વહુએ પ્રેમકોરબાઈને પગે પડવા માંડયું.

(વહુ હોય તે વૃદ્ધ અથવા પોતાથી મોટી હોય તેને પગે પડેછે.)

**પ્રેમકોર.** નાના, રહેવાદો; તમે હવે શું મારે પગે પડશો. તમે મારા જેવડાં કહેવાઓ.

**પ્રેમકોર.** ઓ નવલવહુ, તમે શેઠાણીને પગે પડો.

પછી નવલવહુ પગે પડી. એટલે મંછીવહુ કહેછે કે લ્યો રાખો, ટાઢાંપેટ, વસ્તાંપેટ, દીકરા જણજો, ને ઘર ભરજો!!

**પ્રેમકોર.** આવો આપણે મળીએ, કેમકે ઘણે દહાડે ભેળાં થયાં છીએ.

(એક બીજાંને બાથ ભરીને મળવાનો ચાલછે. તે બરાબરીયાંને મળેછે.)

**મંછી.** હા, ઠીક, લ્યો મળીએ. પછી મળ્યાં.

**પ્રેમકોર.** (પોતાના ચાકરને કહેછે) અલ્યા ઊઠને, ત્યારનો શું કરે છે? જાજમ લાવીને પાથર, સઊ ઊભાં થઇ રહ્યાં છે.)

(ચાકર સુસ્ત. ઘણું કરીને ચાકર કણબી હોયછે.)

**ચાકર.** આવુંછું તો ખરો; હું તે એકલો ચેટલુંક કામ કરૂં? આ થાળીઓ માંજીને આવુંછું.

(ચાકરની બેઅદબી.)

**પ્રેમકોર.** ઊઠને પીટચા, બળી તારી થાળીયો માંજવી; બ-

પોરનું કહ્યું હતું, કે આડે કાણે જાજમ પાથરી રાખજે, માણકચંદના ઘરનાં મળવા આવનાર છે.

(ગેરહોશિયાર, કારણ કે પગાર રૂ. ૩) નો હોયછે)

ચાકર. (ગુસ્સામાં ઊભો થયો ને આવીને બોલ્યો) આ ઠેકાણે જાજમ હતી, તે કુણ લેઇ જયું?

પ્રેમકોર. અહીં મેલી હોય ત્યારે કોણ લેઈ જાય તારો બાપ?

ચાકર. હું શું કરૂં, જાજમ તો જડતી નથી, ગહીને રૂ ૩) નો પગાર ખાવો, ને કનડાઇને મરી જૈએછીએ, હુંતો મારે ઘરે જઈશ. નથી મારે ચાકરી કરવી.

(ચાકરનો પણ વાંક નહીં કેમકે હમાલનું કામ, ભીસ્તીનું કામ, તથા અરધું બબરચીનું કામ, તે ઉપરાંત પટાવાળાનું કામ પણ તે એકલાને કરવું પડેછે.)

મંછી. શું કરવા બીચારા ચાકરને એમ કરોછો? પાથર્યાનું શું કામછે? અહીંયાં હેઠાં બેશીશું.

(કોઇ વખત હેઠળ પાથર્યા વગર પણ બેસવાનો ચાલછે ખરો.)

પ્રેમકોર. હેઠાં તે બેસાય? લાવને પીટચા, જે હોય તે લાવીને પાથર.

ચાકર. આ ગાડીનો પડદો છે તે કહોતો પાથરૂં.

નવલવહુ. આ જો, આ ધંટી હેઠે નાની જાજમ પડી, લે પાથર.

પ્રેમકોર. ધંટીહેઠળ કોણે જાજમ મેલી હતી.?

ચાકર. મેં મેલી હશે, પણ ભૂલી જયો.

(પછી જાજમ પાથરી, તે ઉપર સઉ બેઠાં; ચાકર

થાળીયો માંજવા બેઠો.)

**પ્રેમકોર.** બાર ઉપર ત્રણ વાગતે આવવાનું હતું, ને કેમ મોડાં આવ્યાં?

**મંછી.** માથાં ગુંથવા રહ્યાં ત્યાં વાર લાગી, ને વળી અમારે [1]બા બહુ થાંથાં છે.

**હુરકોર.** હું તો તમારા પહેલી પરવારી હતી; પણ તમે મારા ભાઇને પૂછવા જાવ, ત્યાં પોરની પોર વાર થૈ જૈ ને શું?

**પ્રેમકોર.** જુવો નણંદ વિના એટલું કોણ કહે?

(નણંદનો મશકરી કરવાનો હક છે.)

**અંબા.** ઓ મોટીમા.

(મોટીમા એટલે બાપની મા)

હું માણકચંદ કાકાને ઘેર ગઈ હતી, તે માણકચંદ કાકા ને મંછી કાકી બંને ખુરશીઓ ઉપર જોડા જોડ બેઠાં હતાં.

(એ રીતે જાહેરાંત બેસવાનો ચાલ નથી. છાની રીતે બેઠાં હશે, તે અંબાએ દીઠાં હશે.)

**મંછી.** (હશીને બોલ્યાં) મરો તમે અંબા બહેન, બહુ ચાવળાં દેખાઓછો ને શું? તમે મરવા આવ્યાં છો, કે જીવવા?

(દીકરીને મરો એમ કહેવાય, દીકરાને ન કહેવાય. લોકો કહેછે, કે બહુ ચાવળું એટલે હોશિયાર છોકરૂં, હોય તે ઝાઝું જીવે નહિ.)

**પ્રેમકોર.** રસોઈઓ રાખ્યોછે કે તમે રાંધોછો?

(બાયડીયોની વાતોમાં મુખ્ય તો રસોઈની વતા

---

1 નણંદ.

હોયછે. ને પછી છોકરાંની, તે પછી ઘરેણું પહેરવાની, શિવાય કામણ ટુમણની, ભૂત વગેરેની તથા લડાઇની.)

મંછી. એક બ્રાહ્મણ રાખ્યો હતો, પણ બ્રાહ્મણનું રાંધ્યું-તો બ્રાહ્મણ ખાય, કે ભેંશ ખાય; તમારા દીયરને પણ કાંઈ ઠીક પડ્યું નહિ. માટે તેને કહાડી મેલીને એક વાણીઆને હમણાં રાખ્યો છે.

પ્રેમકોર. અમારે પણ નેમાના બાપને કોઈની કરેલી રસોઇ ભાવતી નથી. મને કહેછે કે મને તો તારા હાથનીજ રસોઇ ભાવેછે.

(પોતાને સારી રસોઈ કરતાં આવડેછે એવી મગરૂરી બતાવી.)

મંછી. મારા જેઠે હવે ઘડપણનો રોટલો કે રોટલી તો નહી ચવાતું હોય?

પ્રેમકોર. શેનું ચવાય. દાંત બધાય હાલેછે, માટે શીરો ખવાય, અથવા બાજરીના રોટલાનો ગરભલો નાનાં છોકરાંને ખવરાવીએ એવો ખાઈ શકે.

મંછી. મારા પીયરના ગામમાં એક વાણીયાની દીકરી નવ વર્ષની આ વર્ષમાં પરણી, તેનો વર એવડો હતો.

પ્રેમકોર. તે શુંછે? મારે છોકરાં ન થયાં હોય, તો તમારા જેઠ આજ પરણે કે નહિ?

મંછી. ત્યારે આ તમારા ઉપર સોક્ય આવેલી, તે તમારે છોકરાંની ખોટ હતી?

**પ્રેમકોર.** છોકરાંતો મારે થતાં, પણ જીવતાં નહિ; માટે છોકરાંની ખોટે ખરી, ને નાનપણમાં મારે એમની સાથે ઝાઝું બનતું નહિ, એટલે મારા ઉપર સોક્ય લાવ્યા.
(સોક્ય એટલે ધણીની બીજી ઓરત.)

**મંછી.** તમારી સોક્યને ને તમારે બનેછે?

**પ્રેમકોર.** બને તો એવુંજ તો; સોક્યોને કોઈને બન્યુંછે તે બને?

**હરકોર.** તમારે સોક્ય આવ્યા પછી ઝવેરચંદ આવ્યા કે?

**પ્રેમકોર.** અરે મા, પથરા એટલા દેવ કર્યા, ત્યારે ઝવેરચંદનું મોઢું દીઠુંછે.
(મતલબ કે દુનિયામાં જેટલા પથરાનો હિસાબ છે એટલા દેવોની માનતા કરી હતી.)

**મંછી.** હા બાઇ હા, દીકરા તો દેવને દુર્લભ છે, દીકરા કેને ઘેર છે?

**હરકોર.** એવું છે કે જ્યાં ખાવાપીવા નહિ હોય, ત્યાં નરાં છોકરાં હશે. ને ખાવાપીવાનું સુખ હશે, ત્યાં એક દીકરીયે નહિ હોય.
(ગૂજરાતમાં એવું બહુ છે કે મજૂર લોકોને છોકરાં ઘણાં હોયછે, ને પૈસાદારને નથી હતાં.)

**મંછી.** મારે આ એક દીકરો તારાચંદ છે, તે સારૂ કેટલીએક બાધાઓ રાખેલીછે. અંબાજીએ જઈને માથાના વાળ ઉતરાવ્યા, તાબુતની વખતમાં ફકીર કરીએ છીયે, જમીયલશાપીરનો મલીદો કરયો, એવી એવી હજાર બાધાઓ રાખી પણ હરરોજ માંદોને માંદો રહેછે.

**હુરકોર.** બાઇ, કાકાબળિયાનો માલ છે.

**નવલવહુ.** ત્યારપછી તમારે કાંઇ છોકરાં નથી થયાં ?

**મંછી.** ત્યારપછી બે કસુવાવડો થઈ.

(કસુવાવડ એટલે ગર્ભના મહિના પૂરા ન થતાં જનમીને મરી જાય તે)

**પ્રેમકોર.** હમણાં કાંઇ આશા છે ?

(ફરજન થવાનો સંભવ છે.)

**મંછી.** હા, છે.

**પ્રેમકોર.** ભલે બાઇ ભલે, નાહ્યાં કેટલું થયું?

(ઋતુસ્નાન ક્યારે કર્યુંછે?)

**મંછી.** આવતી પાંચમે ચોથો મહિનો અધવારશે.

**હુરકોર.** ઝવેરચંદ શેઠની વહુને કાંઇ આશાછે કે?

**પ્રેમકોર.** અરે બાઇ, એમને પણ આ મલુકચંદ અવતર્યા પછી બે કસુવાવડો થઇ, એક બે વાર વાએ ગયું, ને ત્યારપછી બીજો દીકરો છ મહિનાનો થયોછે.

(વાએ ગયું એટલે બે ત્રણ મહિનાનો ગરભ પડી જાય તે.)

**નવલવહુ.** હરકોરબાઈ તમારે શાં છોકરાં છે?

**હુરકોર.** મારે દીકરિયોના પથરા ચાર છે.

(દીકરીને પથરો કહેછે.)

**પ્રેમકોર.** દીકરો એકે નથી થયો?

**હુરકોર.** એક દીકરો છ મહિનાનો થઇને પાછો વળી ગયોછે. (મરી ગયો.)

મંછી (નવલને પૂછેછે) મલુકચંદ કેટલા વરસનો થયો?

નાવલવહુ. વરસનો મને ગણતાં આવડતાં નથી, પણ એ-ટલું સાંભરેછે કે ટીડ આવ્યાં હતાં, એ વરસે મ-લુકચંદ પેટમાં હતો.

પ્રેમકોર. ત્યારે દશ વરસનો થયો હશે.

નવલ. (હરકોરને પૂછેછે) તમારો દીકરો જીવતો હોય તો આજ કેવડો હોય?

હરકોર. અરે બાઈ, મોટો બચો હોય. મારી કાકી મરી ગયાં ત્યારે તે છ મહિનાનો હતો.

પ્રેમકોર. અરે મા, કાંઈ દીકરા આવે રાચ્યાં? શીળી, તાવ, ઓરી. અછબડા હજાર હજાર રોગ છે, તેમાંથી ઉ-ગરે ત્યારે ખરૂં.

(એટલે ભરૂંસાથી ખુશી ન થવું.)

મંછી. નવલવહુનું શરીર કેમ પીળું લાગેછે.?

પ્રેમકોર. એમનું શરીર કસુવાવડને રોગે એવું થઈ ગયુંછે.

મંછી. અરરર, કસુવાવડ તો બહુ વસમી; કહેવતછેકે "સો સુવવાડ, ને એક કસુવાવડ."

પ્રેમકોર. તમારી આંખ્યો કેમ રાતી છે?

મંછી. મારી આંખ્યો દુખવા આવીછે.

પ્રેમકોર. આંખ્યોનું દરદ બહુ વસમું છે.

પ્રેમકોર. ઝવેરચંદની છ વરસ થયાં આંખ્યો દુખેછે, કંઈ કંઇ ઓસડ કર્યાં પણ ફેર પડતો નથી.

હરકોર. કાંઇ ઘરનું બાહારનું હોય, માટે કોઇ જાણતું હોય

તેને પૂછાવીએ નહિ?

(ઘરનું ભૂત અથવા બહારનું ભૂત પીડા કરતું હોય)

**પ્રેમકોર.** એક દહાડો શાસ્ત્રી પાઠ બેસાર્યો હતો, તે અમારી કાકીજી અવગતીયાં થયાંછે, તે નવલવહુના શરીરમાં આવીને ધુણ્યાં હતાં, ને કહ્યું, કે મારો ગોખલો ઘરમાં કરીને મને બેસારો, તે બેસાર્યો છે, રોજ ધૂપ દીવો કરીયે છીયે, પણ આંખ્યોએ તો કાંઈ ફેર પડતો નથી. (એટલી વાત થઈ ત્યાં પાનાચંદ ઘોડીયામાં સુતો હતો, તે રોવા લાગ્યો).

**નવલ.** ઓ અંબા, ઉઠ ધુગણી ઘાલ્ય, ભાઇ જાગ્યો.

**અંબા.** (ઊઠી ધુમણી ઘાલવા ગઈ, પણ પાનાચંદ છાનો રહ્યો નહીં, એટલે બોલી કે) આતો નથી ઊંઘી જતો હું શું કરૂં?

**પ્રેમકોર.** હાલરડાં ગાતી જા ને હીંચોળતી જા, એટલે ઊંઘી જશે.

**અંબા હાલરડાં ગાયછે.**

હાલોને વાલો, ભાઇને ધુમણીયો ઘાલો;
ભાઇ મારો અટારો, ઘીને ખીચડી ચટાડો;
ભાઈમારો હેવૈયો, ભાઇને ભાવે શેવૈયો;
શેવ પડીછે શેરીમાં, ભાઈ રમેછે દેરીમાં;
દેરીયે દેરીયે દીવા કરૂં, ભાઇ મારાનો વિવા કરૂં;
ભાઇ મારો છે વણઝારો, શેરસોનેથી શણગારો;
ભાઇને કોઈયે દીઠો, ફુલવાડીમાં પેઠો;
ફુલની વાડીયો વેડાવો, ભાઈને ઘેર તેડાવો;
ભાઈમારોછે ડાહ્યો, પાટલે બેશીને નાહ્યો.

પાટલો ગયો ખશીને, ભાઇ ઉઠ્યો હશીને;
કુતરાં જાજે કમાડ, ભાઈને રોતો રમાડ;
સુઈ રે, હાલ્ય હાલ્ય.
( છોડી હોય તો બેનને ઘુમણીયો ઘાલો, બેન મારી અટારી, ઘીને ખીચડી ચટાડી. એ વગેરે રીતે ગાય છે. )

અંબા. એ માડી, આતો નથી ઊંઘતો.

નવલ. ઊતાવળા હીંચકા નાંખ, ને હાલો ગાતી જા, એટલે ઊંઘી જશે.

વળી અંબા ગાવા લાગી.

હાલ્યવાલ્યને હુવા, લાડવા લાવશે ભાઈના ફુવા;
ફુવાના શા આંકા, લાડવા લાવશે ભાઈના કાકા;
કાકાના શા ભામા, લાડવા લાવશે ભાઇના મામા;
મામાની શી ઓક, લાડવા લાવશે ગામના લોક;
લોકની શી પેર, લાડવા કરશું આપણે ઘેર;
ઘરમાં નથી ઘી ને ગોળ, લાડવા કરશું આપણે પોર;
અલો લો લો લો હાલ્ય હાલ્ય.

અંબા. સુઈ રહે, નહિતો બાઘડો બોલે છે, તે હમણાં આવીને લઈ જશે.

પ્રેમકોર. ઝાઝીવારથી સુતો છે, તે હવે નહીં ઊઘે. લ્યો નવલ વહુ ધવરાવો.

નવલવહુ. ઓ અંબા, અહીંયાં લાવ્ય, એને ધવરાવું.

(અંબાએ લાવીને આપ્યો.)

મંછી. આવો ભાઇ હું તેડું કે?

નવલવહુ. જાઓ ભા, કાકી પાસે જશો? ને ફૂઈને પગે લાગો.

હુરકોર. (છોકરાને માથે હાથ ફેરવીને આશીષ આપેછે) જીવતો રહેજે, ને સો વરસનો ધરડો ડોસો થજે, ને તારાં માબાપની ચાકરી કરજે ભાઈ. એમ કહીને મીટડાં લીધાં.

મંછી. ચીકાને અફીણ કરાવો છોકે?

(નાના છોકરાને ચીકો, અથવા કીકો, હલ્યો, ને છોડીને હલી, અથવા કીકી કહેછે)

પ્રેમકોર. ના અફીણ નથી કરાવતાં; બત્રીશ વાનાની ગાળા ગોળીયો કરીછે, તે એક સવારે ને એક સાંજે, કરાવીયેછીયે.

(બાળકને તેજાનાની ગોળી ખવરાવેછે, સુખાકારીથી સુઈ રહેવાને વાસ્તે.)

(નવલ વહુએ ધવરાવવા માંડયો.)

હુરકોર. છોકરાના મ્હો ઊપર સૈડકાનો છેડો ઓઢાડો બાપા, ઊઘાડે મ્હોડે ધવરાવીએ નહિ. કોઈની નજર કેવી હોય ને કોઇની કેવી હોય; બાળકને નજર લાગતાં વાર ન લાગે.

(સાડીનો છેડો જે માથા ઉપરથી આવેલો નીચે કમરમાં ખોસેછે, તેને સૈડકો કહેછે.)

પ્રેમકોર. આપણે તો કહી કહીને થાક્યાં મા; આપણું કહ્યું માનતી નથી, એટલે મેંતો હવે કહેવું પડતું મેલ્યું. વેળા કવેળા નેવાં તળે બેશીને ધવરાવેછે, ઊંબરા ઉપર આતવાર મંગળવારે બેશીને ધવરાવેછે, કાંઇ કહે-

વાનીજ વાત નહિ.

હુન્નરકાર. અરર, એમ કરીએ નહિ; બાઈ એતો ફૂલ કહેવાય; એનાં તો ઘણાં રખોપાં કરવાં જોઇયે. છોકરાં ઉછેરવાં તો મુસ્કેલ છે. અને વળી છાણા ઉપર છાણું ભાગીએ નહિ; દીવે દીવો કરીએ નહિ, આડી સળી રાખીએ; હાથો હાથ મીઠું લઇએ દઈએ નહિ; આતવારે કે મંગળવારે માથાબોળ ન્હાઈએ નહિ; અને પગે પગ ધોઈએ નહિ; કેમકે એતો અપશુકન કહેવાય.

મંછી. એક માદળીયું, ને વજરગોટા, ચીકાની કોટમાં રાખ્યા હોય, નહિતો વાઘનો નખ મઢાવીને રાખ્યો હોય તો નજર લાગે નહિ.

હુન્નરકાર. ઝાઝું છોકરાને બહાર ન લેઇ જવા દેઇએ, ને દેરે અપાસરે લેઈ જઇએ, તો કાને મેશનું ટપકું કરીયે.

( કોઇ ગાલે પણ ટપકું કરેછે. )

મંછી. લાવો લાવો હું તેડું, મને બહુ વહાલો લાગેછે. (પછી તેણે તેડયો; એટલે છોકરો તેના ખોળામાં હગ્યો.)

નવલ. અરે અરે તમારી સાડી બગાડી.

મંછી. કાંઇ ફિકર નહિ, મારે શુકન થયા; ભાઇ તારી વાણી ફળજો.

(મતલબ કે મારે પણ દીકરો આવજો ને આ રીતે લૂગડાં બગાડજો.)

(નવલવહુએ છોકરાને લીધો, ને ચાકરને કહેછે.)

**નવલવહુ.** અલ્યા પાણી લાવ્ય, ભાઇને પખાળીએ.

( ધોઈએ )

ચાકર. લાવુંછું,

(પછી પાણી લાવ્યો, ચાકર રેડેછે, ને નવલવહુ ધુએછે.)

નવલવહુ. અરર, ટાઢું પાણી છે, ઊનું પાણી નથી ?

ચાકર. ઊનું નથી.

નવલવહુ. શાવાસ્તે ઊનું નથી રાખતો? રોજરોજ કહીએ છિયે, કે ઊનું પાણી રાખજે, પણ રાખતો નથી.

ચાકર. રાખ્યુંતું પણ ઠરી ગયું.

નવલવહુ. તો પીટયા, ઊનામણિયા હેઠે બે લાકડાં હમેશાં સળગતાં રાખીએ નહિ ?

ચાકર. હવેથી રાખીશ.

નવલવહુ. બળ્યું તારૂં રાખવું, રોજ કહેવું ને રોજ એનું એ છે.

પ્રેમકોર. મંછીવહુ, ઊઠો એ સાડી કહાડી નાંખો, ને બીજી સાડી નવલવહુની પહેરો, તમારી સાડી ધોવરાવીને ઘેર પોહોચડાવીશું.

મંછી. કાંઇ બીજી સાડીનું કામ નથી. થોડોક છેડો બગડયો છે, તે ધોઇ નાંખીએ એટલે થયું.

(પછી ધોઈ નાંખ્યો) પાછાં બેશીને વાતો કરેછે.

પ્રેમકોર. તમારે શું શું ઘરાણું છે ?

મંછી. સાંકળાં છે, કલ્લાં છે, પાટિયાં છે, ને હમણાં અમારે ઘેર વીવા હતા, ત્યારે મેં રોઇને હઠ લીધો, ત્યારે બસેં રૂપિઆની એક જવમાળા કરાવી.

(ગરીબ અથવા તવંગરની સ્ત્રી વીવાહની વખતે

ઘણું કરીને ઘરાણું લૂગડાં સારૂં ટંટો લઈ બેસેછે.)

**હરકોર.** નવલવહુને શું શું ઘરાણું છે,?

**પ્રેમકોર.** એમને પણ મોરલ્યું છે તે છે, ને હમણાં વળી એક ચંદનહાર સારૂ છ મહિના થયાં લડાઇ કરતી હતી, તે કરાવ્યો છે.

**મંછી.** જોઇએ કેવો ચંદનહાર છે!

**નવલવહુ.** જુઓ આવો.

**મંછી.** વાહ વાહ, બહુ સારો ઘાટછે. કેટલા રૂપિઆનો થયો?

**પ્રેમકોર.** કેટલારૂપિઆમાં તો આપણે શું સમજીએ! ભાયડા જાણે; પણ કાંઇક કહેછે તો ખરા કે રૂ.૫૦૦ નો થયો છે.

**મંછી.** આજ વાત; હવે હું રાત્યે વાળુટાણે કહીશ કે આવો ચંદનહાર મારે વાસ્તે કરાવો.

**નવલવહુ.** હા, ઠીક છે, મારા કાકાજીને રૂપિઆ ઘણાય છે, એક દહાડો અબોલા લેશો એટલે જખમારીને કરાવશે. (ધણીનો કાકો તે કાકોજી કહેવાય. અબોલા એટલે બોલવું નહિ.)

**હરકોર.** અરે અબોલાની શી વાત કરોછો; હમણાં પંદર દહાડા સુધી અબોલા રહ્યા હતા, તે ઘણી મુશ્કેલીથી એક સોનાની સાંકળી કરાવી આપી, ને અબોલા ભાગ્યા છે.

**તારાચંદ.** મા, ચાલોને હવે આપણે ઘેર જઇયે.

**મંછી.** હમણાં જઇયે છિયે.

" વળી ઘડીએક થઈ એટલે."

**તારાચંદ.** ઉઠોને હવેતો ઘેર જઈયે.

(બાઇડિયોની વાતો ખૂટે નહિ, વાસ્ને તેનો ઘણી વિચાર કરીને નાનું છોકરૂં હોય તેને સાથે મોકલેછે, મતલબ કે ઝાઝીવાર થશે એટલે છોકરૂં રોવા લાગશે, એટલે ઊઠીને ઘેર આવશે.)

**મંછી.** એ મલુકચંદ, આ તારાચંદને રમવા તેડી જા.

**મલુકચંદ.** ચાલ્ય ચાલ્ય આપણે રમિયે, ને મારે ભણવાની પાટી તને દેખાડું. પછી બંનેજણ આઘા ગયા.

**તારાચંદ.** આ લેખણ કેની છે?

**મલુકચંદ.** અડીશ નહિ, અડીશ નહિ, એતો ભાગી જાય. મારી લેખણ છે.

**તારાચંદ.** આતો મારી લેખણ.

**મલુકચંદ.** લાવ ગધાડીના મારી છે.

(એટલે ગધાડીના દીકરા.)

**તારાચંદ.** તું ગધાડીનો.

**મલુકચંદ.** તારો બાપ ગધાડીનો.

**તારાચંદ.** તારીમાનું નાતરૂં.

**મલુકચંદ.** તારી માનું નાતરૂં. રાંડના જો તું આ જઈને મારી મોટી માને કહી દેઊંછું.

**તારાચંદ.** જા, કહી દે ને, તારી મોટીમા શું કરશે?

**મલુકચંદ.** એ મોટીમા, આ તારિયો મને ગાળો દેછે.

(એઅદબીથી બોલતાં હેમચંદનો હીમલો, પ્રેમચંદ

નો પ્રેમલો, તારાચંદનો તારિયો, એ રીતે બોલા-
યછે. જ્યારે કોઇ ઉપસ્થતું નામ લેછે ત્યારે એમ
કહેવાય કે એ ભૂંડું બોલેછે.)

તારાચંદ. મને ગધાડીનો કહ્યો, ને વળી.

મલુકચંદ. મને મા સામી ભુંડાબોલી ગાળ દીધી.

તારાચંદ. તેં મને મા સામી ભુંડાબોલી ગાળ નથી દીધી કે!

પ્રેમકોર. (મલુકચંદને કહેછે) તારી માતો એની ભાભી થા-
ય, તે ભુંડાબોલી ગાળ એતો દે, પણ એની માતો
તારે કાકીમા થાય, તેને તેં ભુંડાબોલી ગાળ દેવાયનહિ.
(દીયરનો તથા ભાણેજનો મશ્કરી કરવાનો ત-
થા ગાળ દેવાનો, હસવા બોલવાનો ચાલછે, પ-
ણ એ ચાલ ખરાબ છે.)

મલુકચંદ. એ મારી મા સામી ગાળ દેશે તો હું એની મા-
સામી ગાળ દેઇશ.

મંછી. લ્યો હવે તો ઊઠી શું. ઘેર વાટ જોતા હશે.

પ્રેમકોર. હમણાં જવાય છે. બેઠાં છો, શી ઉતાવળ છે? ત-
મે અહીંયાં ક્યારે આવોછો?

હુરકોર. પેલા સામા ઘરમાં બેઠાંછે તે કોણછે.?

પ્રેમકોર. એ અમારે બેન.
(સોક્યને બેન કહેછે.)

નવલ. તમારી સોકય?
(ઘણુંકરીને સોકયની સાથે બોલવાનોજ વહેવાર
ન હોય. કારણ કે લડાઇ હોયછે.)

પ્રેમકોર. હા, એ.
હુરકોર. તમે એની સાથે બોલોછો કે નહિ?
પ્રેમકોર. હુંતો મારે બોલુંછું, પણ એતો અમારા ઉપર બહુ ઝેર રાખેછે, ને એને કામણ ટુમણ પણ બહુ આવડેછે. એક દહાડો ઝવેરચંદે એને ઘેર જમને પાણી પીધું હશે, તે દહાડાથી ઝવેરચંદની આંખ્યો દુખવા આવીછે, તે પાંચ વર્ષ થયાં પણ મટતીજ નથી. કોણ જાણે રાંડે શું કર્યુંછે.

(છોકરૂં માંદું થાય, અથવા ધણીને કાંઈ રોગ થાય, ત્યારે અણમાનીતી સ્ત્રીને માથે કામણ કર્યાની અફવાઈ લોકમાં ચાલેછે.)

નવલ. એમનું પીયર કીયે ગામ છે?
પ્રેમકોર. વડોદરામાં બળ્યુંછે.
હુરકોર. ત્યારેતો, હોયજતો. વડોદરૂં તો કામરૂદેશ જેવું છે. અમારી પાડોશણ એક વડોદરાનીછે, તેણે પોતાના ધણીને વશ કરવા સારૂ કામણ કર્યાં હતાં, તે કામણ અવળાં પડયાં, તેથી ધણીનો જીવ ફરી ગયોછે, ને તે નરગ ચુંથતો થયોછે.

(ગામડાની બાઈડિયો કરતાં શેહેરની બાઇડિયો કામણ બહુ જાણે એવું લોકો કહેછે. કારણકે શેહેરમાં જતિ વીગેરે જાદુખોર ઘણા હોયછે.)

પ્રેમકોર. હા બાઈ હા, આણે પણ નાનપણમાં ઘણુંએ કર્યું હતું, તમને શું કહું!
હુરકોર. એ તમારી સોકયે અમને દીઠાં ને તે અહીં આવેછે.

પ્રેમકોર. (પોતાની સોક્યને આવતી દેખીને કહેછે) આવોને.

નવી. હા આવ્યાં. આજતો માણેકચંદ શેઠની વહુ, ને હરકોર બાઇ મળવા આવ્યાંછે કે શું?

હરકોર. હા આજતો કહ્યું કે મળી આવીએ, ઘરમાં બેશી રહે દહાડો શે ખૂટતો નથી.

નવલ. કેમ કોટમાં ઘરાણું કાંઈ પેહેર્યું નથી!

(ઘરેણું ઘરમાં તો હોય પણ જેનું મન ધણી-થી ઊદાશ હોય, તે સ્ત્રી પેહેરતી નથી.)

નવી. ઠીકજ છે, જેને ધણીનું માન હોય, તેને ઘરાણું જોઈએ, અમારેતો વાહ વાહ.

(મતલબકે પ્રેમકોર માનીતીછે, વાસ્તે તેને ઘરાણું કરાવેછે, ને મારે વાસ્તે નથી કરાવતા.)

હીરાચંદ શેઠે, જ્યારે એ ટોળીમાં નવીને જતી દીઠી ત્યારે વિચાર કરચો, કે હવે તરત ઉઠીને સઉ સઉને ઠેકાણે જાયતો સારૂં, નહિતો માંહોમાંહી લડીને ઉઠશે.

(બાઇડિયો ઝાઝી વાર સુધી ભેળી થઈને બેસે, તો ઘણુંકરીને માંહોમાંહી લડીને ઉઠે, ને વળી બે સોક્યો તો જરૂર લડે.)

શેઠ. ઓ ઝવેરચંદ.

ઝવેરચંદ. જી.

(મોટું માણસ બોલાવે ત્યારે જવાબ દેતાં જી કહેવાનો ચાલ છે.)

શેઠ. તારી માને જઈને કહે, કે હવે વાળુની વખતથઇછે

માટે માણુકચંદ શેઠની વહુને એમને ઘેર જવા ઘો.
ઝવેરચંદ. મા, ઓ મા.
પ્રેમકોર. શું છે?
ઝવેરચંદ. મારો બાપો કહેછે કે, હવે વાળુની વખત થઇછે. માટે માણેકચંદ શેઠની વહુને એમને ઘેર જવા ઘો.
પ્રેમકોર. હમણાં જાયછે.
ઝવેરચંદ. (શેઠને કહેછે) કહ્યું.
શેઠ. કહ્યું પણ એમ નહિ ઊઠે. બાઈડિયોની વાતો ખુટે નહીં, ને ઝાઝીવાર બેસવા દેવામાં કાંઈ માલ નથી. મરદ પાંચ ભેળા થઈને બેસે તો કોઈનું ઘર મંડાવીને ઉઠે, ને રાંડો પાંચ ભેળી થઈને બેસે તો કોઇનું ઘર ભગાવીને ઉઠે.

(મતલબ કે કોઇ કુંવારો હોય, તેના વીવાહની વાત ચલાવે, ને સ્રીઓ ઘરાણાં વીગેરેની વાતો ચલાવીને, કોઇ સ્રી પાસે થોડું ઘરેણું હોય, તે પોતાના ધણી સાથે ઘેર જઇને ટંટો લઈ બેસે.)

ઝવેરચંદ. હા એ વાત તો સાચી છે.
શેઠ. જા જઈને કહે કે ચોવીઆરની વખત થઇ જાયછે.
ઝવેરચંદ. ઓ મા, મારા બાપાને ચોવીઆરની વખત વહી જાયછે. (શ્રાવક લોકો દિવસ આથમ્યા પછી ખાવું પીવું વિગેરે ૨૪ પ્રકારના આહાર બંધ કરેછે તેનું નામ ચોવીસ આહાર.)

પ્રેમકોર. ઊઠેછે, એટલી વારમાં શું આકળાં થાયછે?
હરકોર. લ્યો હવેતો ઊઠીશું. અમારે પણ વાળુનું અસુર થાયછે.
પ્રેમકોર. બેસોબેસો એતો છોને કહેતા, કાંઇ અસુર થતું નથી. હજીતો ઘણીએ વેળા છે.
તારાચંદ. ના, ના, માડી, હવેતો ઘેર ચાલો, મને નથી ગમતું. (એમ કહીને રોવા માંડ્યું.)
નવલવહુ. હવેતો તારાચંદ રૂએછે માટે જઈશું.
પ્રેમકોર. ઓ ઝવેરચંદ.
ઝવેરચંદ. શું કહો છો?
પ્રેમકોર. તારા બાપને કહે કે માણકચંદના દીકરાના હાથમાં મીઠાઈ શેર આપવી છે, તે મગાવી આપો.
ઝવેરચંદ. બાપા, મીઠાઇ શેર મગાવેછે.
શેઠ. રહી રહીને અત્યારે કેમ કહ્યું? જાજા, કંદોઈની દુકાનેથી મગાવી આપ.

(ઝવેરચંદે મીઠાઇ લાવીને પોતાની માને આપી.)

પ્રેમકોર. લે તારાચંદ.
મંછીવહુ. ના ના, મીઠાઈની શી જરૂર છે?
પ્રેમકોર. એમ ને હોય? તારાચંદ અહિયાં ક્યારે આવેછે.
નવલવહુ. હરકોર બા, હવેલીમાં ચિત્ર જોઈશું કે નહિ.
હરકોર. હવે અત્યારે ચિત્ર જોવા ક્યાં રહીગે? રાત્ય પડવા આવીછે.

(બાઇડીઓ વાતો કરવા બેસે ત્યારે જે કામે આવ્યાં હોય તે કામ ભૂલી જાય.)

પ્રેમકોર. ચિત્ર જોવાનું હોય, ત્યારે તો વેળા છતાં આવવું હતું.
નવલવહુ. હ્યો ચાલો હવેતો, વળી કોઈ દહાડો આવીશું.
હરકોર. પ્રેમકોરબાઈ, બેસો હવે અમે જઈશું.
પ્રેમકોર. ચાલો તો ખરાં, અમારી ખડકી સુધી તો આ-
વીએ. (ખડકી સુધી ગયાં.)
પ્રેમકોર. હરકોરબાઈ, માણેકચંદ શેઠને મારી આશીશ કહેજો.
હરકોર. હો, કહીશું.
મંછી. બેસો.

(ચૌટા વિગરે રસ્તામાં ચાલતાં બાઈડિયો જુ-
દી પડે ત્યારે એક બીજીને બેસો એમ કહેવા-
નો ચાલ છે.)

પ્રેમકોર. તમે આવજો.
મંછી. હો, આવીશું તમે આવજો.
હરકોર. આવજો, બેસો.
શેઠ. એટલી બધી શી વાતો કરી?
પ્રેમકોર. આવ્યાં હોય, તેને ઉઠાડી મુકિયે કે શું?
માણકચંદ. ચીતર જોઇ આવ્યાં કે?
મંછી. શું ચીતર જુએ, ત્યાં જઇને બેઠાં, ત્યાતો સાંજ પડી ગઇ.
માણકચંદ. વાતો કરવા બેઠાં હશો, તે બાઇડિયોની વાત-
નો શે પાર આવે!



## પ્રકરણ બીજું.

(બીજે દહાડે ગામડાનો ખેડુત શેલડીઓનો ભારો માણકચંદ શેઠને વાસ્તે લાવ્યો.)

ખેડુત. (સીપાઇને કહેછે,) માણકચંદ શેઠ ઘેર છે કે? આ શેલડીઓ આપવી છે.

સીપાઈ. શેઠ તો વાડીએ પધાર્યા છે, ને શેઠાણી ઘેર છે, માટે તેમની પાસે લઇ જા.

ખેડુત. લ્યો શેઠાણી સાહેબ, આ શેલડીઓ, હું તમારે વાસ્તે લાવ્યો છું.

શેઠાણી. પેલી બાઈડી કોણ છે?

ખેડુત. એતો અમારી ઘરવાળી છે.

શેઠાણી. તમારી વહુ છે?

ખેડુત. હા.

એક અંગ્રેજી કાગળ મારી પાસે છે, તે મારે કોઈને વંચાવવો છે, તે કેને વંચાવું.?

શેઠાણી. સામા ઘરમાં એક અંગ્રેજી ભણેલો વાણિયો રહેછે, તેને વંચાવ.

ખેડુત. એ વાણીઆનું નામ શું છે?

શેઠાણી. એનું નામ મારાથી લેવાય એવું નથી, તારાચંદના બાપના નામે નામ છે.

ખેડુત. એનું નામ માણકચંદ શેઠ છે.!

શેઠાણી. ચંદ નહીં. લાલ કહેવાય છે.

ખેડુત. એનું નામ માણુકચંદલાલ છે.?

શેઠાણી. ઓ તારાચંદ, અહીં આવ્ય. પેલે અંગ્રેજી ભણેલો તારા બાપને નામે નામ છે, તેનું નામ આ પટેલને કહે.

તારાચંદ "માણુકલાલ."

શેઠાણી. હા, એ.

તમારા ઘરવાળાં કેમ વેગળાં ઉભાં થઈ રહ્યાંછે?

ખેડુત. માથે આવીછે.

શેઠાણી. અટકાવ આવ્યોછે?

ખેડુત. હા.

શેઠાણી. આજ કેટલા દહાડા થયાછે?

(ચોથે દહાડે નાહ્યા પછી અડકાય ત્યાં સુધી ભગીયાની પેઠે વેગળે રહેછે.)

ખેડુત. રસ્તામાં આવતાં અળગી થઈ.

શેઠાણી. શી ચિંતાછે? અહીં બોલાવો, વેગળે આવીને બેસશે

ખેડુત. અલી.

(ગરીબ લોકો પોતાની સ્ત્રીને અલી કહીને બોલાવે છે.)

પટલાણી. શું છે?

ખેડુત. શેઠાણી તને બોલાવેછે, માટે તું અહીં આવીને વેગળી બેશ, ને હું આ શેલડીઓની બીજી ભારી છે તે હીરાચંદશેઠને ઘેર આપી આવું. (પટલાણી શેઠાણી પાસે બેઠી ને ખેડુત હીરાચંદને ઘેર ગયો.)

ખેડુત. લ્યો શેઠ આ શેલડીઓ તમારે વાસ્તે લાવ્યોછું.

અંબા. બાપા, કાલે મારી ઢીંગલીનો વિવા કરવોછે, તે મારી બધી ગોઠણો ભેળી થશે, તે અમે આ શેલડીઓની જમણવાર કરીશું.

(લૂગડાની પૂતળી તથા પૂતળો પરણાવાની છોડીઓ રમત કરેછે.)

હીરાચંદ. ઠીક છે, પણ મલુકચંદનો ભાગ પાડજો.

મલુકચંદ. મારા ભાગની શેલડિયો મને આપો, હું પણ મારા ગોઠીઆઓને માંહીથી વહેંચી આપીશ.

હીરાચંદ. પારકાં છોકરાંને ખવરાવી દેશો નહિ, તમે ખાજો.

અંબા. બાપા, એક રંગેલ પૂતળી, ને એક લુગડાની સારી ઢીંગલી ને એક ઢીંગલો, મારે રમવાને મગાવી આપો.

મલુકચંદ. બાપા મારે વાસ્તે એક ભમરડો, ચકરડી ને કાચલ મગાવી આપો.

અંબા. મારે વાસ્તે રૂપાળા દાંતના કુકા (પડા) મગાવી આપજો.

(ગામ વળાની સીમમાં ભીમની બેનના પડાછે.)

શેઠ. સારૂં, મગાવી આપીશું.

પ્રેમકોર. પટેલ, તમે ક્યારે આવ્યા? સારા છોકે?

(મુલાકાત થતાં સારાછો? એમ પૂછવાનો ચાલછે.)

પટેલ. હમણાં હું આવ્યોછું, તમે સારાં છો?

પ્રેમકોર. અહીં આવો, કેમ બે દહાડા પહેલા આવ્યા નહીં?

પટેલ. અમારા ગામમાં મોતીચંદ વાણીઓ મરી ગયો, એટલે હું આવી શક્યો નહીં.

પ્રેમકોર. બોલોમાં, બોલોમાં, એતો મારો પીત્રાઈ કાકો થાઃ

થછે, તે મારે એનું સ્નાન આવે.

(કોઇ સગો ગુજરી ગયો હોય એવું સાંભળ-
વાથી અભડાયછે.)

પટેલ. અરે રામ, રામ, મને શી ખબર કે તમારે કાકો
થતો હશે? હવેતો તમે અભડાયાં.

પ્રેમકોર. ઓ ઝવેરચંદ, તમારે પણ સ્નાન કરવું પડશે.

ઝવેરચંદ. કોણ મરી ગયું?

પ્રેમકોર. લૂગડાં ઉતારો એટલે કહું.

(જ્યારે કોઇને ગુજરી ગયાનું કહેવું હોય, ત્યારે
પ્રથમ લૂગડાં ઉતરાવીને કહેછે, કારણકે તે લૂ-
ગડાં ધોવાં ન પડે.)

ઝવેરચંદ. મારા બાપની તરફનું છે કે તમારી તરફનું છે?

(મતલબકે બાપના સગાનું છે કે માના પીયર-
ના સગાનું છે.)

પ્રેમકોર. મારા પીયરની તરફનું છે.

ઝવેરચંદ. કોઈ ઘરડું બુઢું છે, બાળતાલનું છે, કે જુવાન
મરી ગયું છે?

(ઘરડાનું તથા બાળતાળનું મરણ ઝાઝી દીલ-
ગીરીનું ન હોય.)

પ્રેમકોર. છેતો ઘરડા બુઢાનું.

ઝવેરચંદ. કાણ માંડવી પડે એવુંછે કે?

( નજીકનું સગું હોય તો કાણ માંડવી પડે.
કાણ એટલે સઉ સગાંવહાલાં ભેળાં થઇને રોતાં

રોતાં નદીયે ન્હાહાવા જાયછે તે)

**પ્રેમકોર.** ના, ના, એવાંનીકેટલાંએકની કાણ્યો માંડીયે? ઝાઝાં સગાં તે મહિનામાં બે ત્રણ કાણ્યો માંડવી પડેછે.

**હીરાચંદ.** મારે સ્નાન આવે એવું છે કે?
(સ્ત્રીનું નજદીકનું સગું હોય તો ધણીને સ્નાન આવે નહીં તો ના આવે)

**પ્રેમકોર.** જાણ્યામાં તમારે તો નહીં આવતું હોય; ને ઝવેરચંદને આવે.

**હીરાચંદ.** ઝવેરચંદ તું વેગળો જા. એટલે મને કહેશે.
(કારણ કે ઝવેરચંદ સાંભળે તો અભડાય.)
(ઝવેરચંદ વેગળો ગયો.)

**પ્રેમકોર.** મારો પીતરાઈ કાકો મોતીચંદ ગુજરી ગયો.

**હીરાચંદ.** ઓહો, એમાં તે શું. એતો તારા બાપની દશમી પેહેડીએ હશે, તેનું સ્નાન ઝવેરચંદને તે શેનું આવે? એતો તારેજ આવે, માટે તું અભડાઈ, તે હવે નાહી લે.

**પ્રેમકોર.** ઓ નવલવહુ, પાણી લાવો, ને ખાળે મેલો, હું નાહી લેઉ.

**નવલવહુ.** લ્યો, આ પાણી નાહી લ્યો.

**પ્રેમકોર.** વહુ, જુઓ મારૂં શરીર ક્યાંઈ કોરૂં રહ્યુંછે?
(શરીર બધું ભીંજાયું નહોય તો, જેને અડકે તે અભડાય)

**નવલવહુ.** ના કોરૂં તો નથી રહ્યું. પણ તમે થોડુંક રૂવોતો ખરાં, રોયા વિના સ્નાન વળે નહીં.
(લોકો કહેછે કે રોયા વિના સ્નાન વળે નહીં.

કોઇ સ્ત્રીની શોક્ય મરી જાય, ત્યારે તે સ્ત્રી ઘણી ખુશી થાય, પણ તેનું સ્નાન કરતાં રોવું જોઈએ ખરૂં)

**પ્રેમકોર.** હા. એતો ખરૂં, પણ મને એકલાં રોતાં શરમ લાગે છે.

(નહાવાનું મરણું હોય, ત્યારે ઝાઝાં ભેગાં થઈને રૂવે)

**નવલવહુ.** એમાં શેની શરમ, સ્નાન કરવું તે રોયા વિના ચાલે નહીં.

**પ્રેમકોર.** પછી રોવા માંડયું.

(તે નીચે પ્રમાણે.)

"મારા ભાગ્વાન બાપરે, તમે તો વખત પહોચે વહી ગયા"
"તમને તો રામજીના ઘરનાં, તેડાં આવ્યાંરે, મારા દેવચંદ,"
"વીરાને વહેલો ઘેર મોકલજો, તમારાં કારજ કરવાંછે રે,"
"એ ×દેવચંદભાઈ, કાકો ત્યાં આવ્યાછે, તેની ચાકરી કરજો
"બાપની શીખામણ માનીને વહેલા ઘેર આવજો, તારા"
"ઠામ ખાલી પડયાં છે. મારા મલુકચંદની જાનમાં, તારાવિના
" કેમ ચાલશે.

(બાઇડીયો પારકે ઘેર મ્હોવાળવા જાય ત્યારે પણ પોતાનું વહાલું સગું કોઈ મરી ગએલું હોય, તેને સંભારીને રૂવે છે, કારણ કે આંખ્યોમાં આંસુ તે વિના આવે નહી)

**નવલવહુ.** લ્યો હવે છાનાં રહો થયું. ( પછે છાની રહી.)

**હીરાચંદ.** હવે તારા કાકાનું સ્નાન કર્યું તેનો શોગ પાળીશ નહીં? (શોગ પાળે તે નાતમાં જમવા ન જાય, કસુંબલ લૂગડાં ન પહેરે, ગોળ, ખાંડ, સાકર, ન ખાય)

---

× પોતાનો ભાઇ ગુજરેલો દસવરસ ઉપર.

**પ્રેમકોર.** એતો આ વખતમાં ભાગ્યવાન થઈ ગયા, દીકરાને ઘેર દીકરા છે. એવી આડીવાડી મુકીને ગયા. એમનો શોગ હોય નહીં.

**હીરાચંદ.** પણ તારી કાકી રાંડી ખરી કે નહીં?

**પ્રેમકોર.** તેતો શું કરે, ધણી દીકરા પહેલાં, ચુંદડી મોડિયે જઈએ એવાં તો કયાંથી નશિબ હોય?

(ધણી જીવતાં જે સ્ત્રી મરે તેની લાશને ચુંદડી મોડીઓ ઓઢાડીને બાળવા લઈ જાય છે.)

**હીરાચંદ.** તારે ત્યાં કાણે જવું પડશે કે?

(કોઈ સગું મરી જાય તેને ઘેર રોવા કુટવા જવાનો ચાલછે.)

**પ્રેમકોર** હું, ને ઝવેરચંદ એક દહાડો કાણે જઈ આવીશું, તમે ઘેર રહેજો.

---

## પ્રકરણ ત્રીજું

(મંછીવહુ પટલાણીને પુછે છે.)

**મંછી.** તમારી કોટમાં શું રામનામા છેકે શ્રી નાથજીનાં પગલાંછે?

**પટલાણી.** આતો શોકય પગલુ છે?

**મંછી.** તમારે શોક્ય મરી ગઇ છે કે શું?

**પટલાણી.** મારેતો બે શોકય મરી ગઇછે ને હુંતો ત્રીજીછું. એક શોકયગલું ભાગી ગયુંછે; તે ફરીથી કરાવવુંછે.

(જેટલી સોકયો મરી ગઇ હોય તેટલાં શોકયપગલાં કોટમાં રાખેછે કારણ કે તે ભૂત થાયતો નડે નહીં)

(એટલી વાત થઈ ત્યાં પેલો પટેલ આવ્યો.)

**મંછી.** આ તમારે ઘરવાળા આવ્યા.

**પટલાણી.** હવેતો અમે ઘેર જઇશું.

**મંછી.** વળી કોઇ દહાડે આવજો.

**પટલાણી.** શા સારૂ નહીં આવીએ? આહીં અમારૂં ઘરછે.

(મતલબકે તમારૂં ઘરછે તે અમારૂંજ છે.)

**મંછી.** હજારવાર.

(પછી પટેલ પટલાણી ગયાં.)

(મંછીવહુએ સાભળ્યું કે પ્રેમકોરબાઈનો પિત્રાઈ કાકો ગુજરી ગયા. એટલે બે ત્રણ બાઇડીઓને લઇને સાંજ ઉપર હીરાચંદ શેઠને ઘેર મોહો વાળવા ગયાં.)

(જેનું સગું ગુજરી ગયું હોય તેને ઘેર મોહોબત વાળી સ્ત્રીયો સાંજ ઉપર રોવા જાયછે.)

**મંછી.** (હીરાચંદશેઠના ચાકરને પુછેછે) શેઠાણીનો કાકો મરી ગયા તે આજ મોહો વાળશે કે?

(જે દહાડે દીકરાને નિશાળે બેસાર્યો હોય, અથવા સગાઈ કરી હોય, કોઇ ગામ જનાર હોય, તો તે દહાડે મોહોવાળતાં નથી.)

**ચાકર.** હીરાચંદ શેઠ ધોળેરે જવાનાછે તે આજ પસ્તાનું કરવાનું છે માટે આજતો મોહો નહીં વાળે.

**પ્રેમકોર.** આવો, આવો મંછીબાઇ આવો.

**મંછી.** હા આવ્યાં.

**પ્રેમકોર.** આજતો મોહો નથી વાળવાં.

**મંછી.** અમને તમારે ચાકરેકચ્યું.તમારો કાકો કેટલા વરસનાહતા.
**પ્રેમકોર.** હતા તો ઘરડા, પણ તેમના દીકરાઓને ઓથ હતી.
**મંછી.** જો બાઈ એવું ખરૂંજતો, સો વરસે કાળ પડે તો-
પણ વસમો લાગે.
**પ્રેમકોર.** દીકરા છે તે ડોસાને અજવાળશે, ને સારૂં ખરચ
પાણી કરશે.
**મંછી.** ઠીક ત્યારે અમે જમવા આવીશું.
**પ્રેમકોર.** સમ ખાઓ જોઇએ.
**મંછી.** ધરમના સમ.
**પ્રેમકોર.** મારા સમ ખાઓ.
**મંછી.** તમારા સગ તો ખવાય?
**પ્રેમકોર.** ધર્મના સમ તો તમે કદાપિ, જુઠા ખાતાંહો ત્યારે.
(જ્યારે દોસ્તીની રાહે સોગન દેવા હોય ત્યારે પો-
તાના ઘરના માણસના દેછે ને જ્યારે સામા વ-
ડિયાને દેવા હોય ત્યારે તેના ઘરના માણસના દેછે.)
**મંછી.** એમાં શા પાંચ પઇશા મળવાના છે તે ધર્મના સમ
જુઠા ખાઇએ; તારાચંદનો બાપ મોકલશેતો આવીશું.
**પ્રેમકોર,** નહીં નહીં, મશ્કરી નહીં, તમારે જરૂર આવવું
જોઇએ. ન આવો તો તમને ઝવેરચંદના સમ.
**મંછી.** અરર, ખમા કરે, ઝવેરચંદને; એવા સમ શા વાસ્તે
દોછો? હું આવીશ.
**પ્રેમકોર,** તારાચંદને સાથે લાવજો, એતો વિવાહ જેવું કહેવાય.
**મંછી.** સારૂ લાવીશ; શેનું ખરચ કરશે?

**પ્રેમકોર.** જાણ્યામાં તો સાનેવાનાની સુખડીકરશે.
(લાડવા, પેંડા, બરફી, જલેબી, સુતરફેણી, ઘેબર, ખાજાં.)

**મંછી.** હા? ત્યારે તો બહુ સારૂં.

**નવલવહુ.** બાઇજી.
(સાસુને બાઈજી કહેછે.)

**પ્રેમકોર.** હાં.

**નવલવહુ.** મને તેડી જશો કે ઘેર મુકી જશો?

**પ્રેમકોર.** તમારો વર કહે તેમ કરજો બાપા.
જે બાયડી ધણીની માનીતી થઈ, તે પછી સાસુનું કહ્યું કાંઈ માનેછે?

**નવલવહુ.** શું તમારૂં કહ્યું હું નથી માનતી.?

**પ્રેમકોર.** બધુંએ માનોછો.
(મતલબ કે કાંઇ નથી માનતી.)

**મલુકચંદ.** મા, મને જમવા મોકલીશ કે નહીં.?

**નવલવહુ.** તારા મોટા બાપા જાણે.

**મલુકચંદ.** હમણાંને હમણાં તું જઇને મારા મોટા બાપને કહે.

**નવલવહુ.** મેર મેર પીટયા, હુંતે તારા મોટાબાપને ક્યાં કહેવા જઈશ.

(સ્ત્રીની વરસ ૪૦ ની ઊંમર થાય ત્યાં સુધી સસરા સાથે વાતચીત કરવાનો ચાલ નથી.)

**મંછી.** અરરર. જીભતો વાઢયા જેવી દેખાય છે, દીકરા જેવી

દેહીને એવી ગાળ શું કરવા દેતાં હશો?

**નવલવહુ**. ત્યારે જુવોછો કે નહીં? કેવું બોલેછે?

**મંછી**. એતો સમજતો નથી, તે ગમે તેમ બોલે.

**અંબા**. ત્યારે મારા બાપાને જઈને તું કહેને, મને મોકલે.

**નવલવહુ**. બધું ગોત્ર ગાંડુંછે, તેમાં શું.

(વર સાથે પણ જાહેરાંત બોલવાનો ચાલ નથી પણ અંબાએ ઘણીવાર વાત કરતાં દીઠું હશે, તેથી એવું કહ્યું)

**પ્રેમકોર**. અમારા ગોત્રમાં કોઈ ગાંડું નથી. એતો વીસવસા મોસાળના.

**મંછી**. વહુનું નામ નવલવહુ છે કે કાંઇ બીજું હતું.?

**પ્રેમકોર**. એમનું પીયરનું નામતો તેજકોર છે. પણ મારી નણંદ એક તેજકોર હતી. વાસ્તે એ નામ ફેરવીને નવલવહુ પાડયું.

**મંછી** એવું શું કરવા નામ પાડયું. સાસરામાં તો ઘણુંકરીને, રૂપાળીવહુ, મોંઘીવહુ, દીવાળીવહુ, એવાં નામ પાડયાનો ચાલછે ને?

**પ્રેમકોર**. હા એતો ખરૂં, પણ એતો બધાંય નામ અમારા કુટંબમાં છે, ને નવલવહુ નામ શું ખોટુંછે?

**મંછી**. ના એ પણ ઠીક છે.

**મંછી**. તમારી સોક્યને કાંઇ છોકરાં થયાં હતાં કે નહીં?

**પ્રેમકોર**. મારા નીસાસા લાગ્યા, તે રાંડની કુખજ ફાટી નહીં.

(કુખ એ શબ્દ બે અદબીનો ગણાતો નથી, કોઈ સ-

એ મા, દીકરાને કહેછે કે, તું મારી કુખે જ-
નમ્યો હોઉં તો ફલાણું કામ કરીશ નહીં.)

મંછી. નહાયછે ખરાં કે નહીં?

પ્રેમકોર. અટકાવતો મહીને ને મહીને આવેછે.

(એટલી વાત થઈરહી ત્યાં એક કોલણ એક મરદનીસાથે લડી)

પ્રેમકોર. ચાલો ચાલો કોઇકને લડાઈ થઈ બારીએથી જોઈયે.

કોળણ. હત મારા પીટા.

(પીટવું એટલે મરનારની પછવાડે કુટવું)

મરદ. પીટ તારા ભાઈને.

કોળણ. તારો ઓસલો કુટું.

(ઓસલો એટલે કુટવું. કાણ, અથવા રાજીઆ.)

મરદ. કુટ તારા બાપનો ઓસલો.

કોળણ. મારા રડયા, પાઘડી બળ્યા,

મરદ. પાઘડી બળ્યો તારો ભાઇ, રાંડ ગધાડી.

કોળણ. રાંડ ગધાડી તારી મા.

મરદ. હત, તને નાતરે દઊં.

કોળણ. નાતરે દે તારી બેનને.

મરદ. તને હલાલખોર પરણે.

કોળણ. પરણે તારી હોય તેને.

(એ કોળણનો ધણી આવી પહોંચ્યો.)

ધણી. રાંડના, બાઇડી સાથે શું લડેછે. આવ્ય લડવું હોય
તો મારી પાસે.

મરદ. રાંડના તું શું કરનારછું.

**પ્રેમકોર.** મુવા પીટા, ભુંડું બોલશે, હવે ચાલો આપણે ઘરમાં બેશીએ.

(પછી ઘરમાં જઈ બેઠાં.)

**મંછી.** પીટયા કોળી નાળીને કાંઇ લાજનહીં. પોતાની બહેન દીકરી ઊભી હોય, ને ગમે તેમ બોલે.

**પ્રેમકોર.** અરે એતો લડાઈ થાય, ત્યારે કોળીની બાઈડીઓ, પણ બેફાટ ભુંડું બોલે, (હીરાચંદશેઠ બારીએ આવીને પેલા કોળીઓને કહે છે.)

**હીરાચંદ.** અલ્યા, રાંડે જણાયો, અહિંયાં શું એલફેલ બોલોછો? કાંઇ વિચાર રાખોછો કે નહીં. કે આતે વસ્તી છે કે ઉજડ?

**ધણી.** જુવો શેઠ સાહેબ, આ છીનાળનો મારી બાઈડી સાથે લડે છે.

**મરદ.** જુવો જુવો મને ગાળ દેછે,

**શેઠ.** અલ્યા કોઈ સીપાઈછે કે? આ કૂતરીનાઓને અહિંયાંથી કહાડી મુકો.

(પછી સીપાઇએ કહાડી મેલ્યા.)

---

## પ્રકરણ ચોથું.

**મંછી.** આ નવલવહુના પગમાં કલ્લાં કેટલા રૂપૈયાનાં છે.

**પ્રેમકોર.** સો રૂપૈયાનાં, પોલાંછે.

**મંછી.** સો તે કેટલા, હશે?

**પ્રેમકોર.** પાંચ વીસો એટલે સો કહેવાય.

**મંછી.** નહીં, નહીં, સાત વીસે સો હશે. કેમકે એક કણબી પાસેથી એક રૂપૈયાના કડબના પુળા અમારે ઘેર સો લીધા હતા, તે સાત વીસોયે સો ગણ્યા હતા.

**પ્રેમકોર.** એતો નાતે નાતની સોયો જુદીઓ હોય. વાણીયાની પાંચવીસે સો થાય, ને કણબીની સાતવીસે સો થાય, ને કોળીના પુળા અમારે ઘેર લીધા હતા, તે નવ વીસે સો ગણ્યા હતા.

(એ રીતનો શિરસ્તો છે ખરો)

એટલી વાત થઇ ત્યાં પાનાચંદે ઘોડીયામાં સુતાં સુતાં વા સંચર કર્યો.

**પ્રેમકોર.** નવલવહુ, પાનાચંદને પગે કરો નહીં તો હગશે.

(બાળકને બે પગ ઉપર બેસારીને ઝાડે કરાવે છે.)

**નવલવહુ.** હમણાં મેં પગે કર્યો હતો, પણ હગતો નથી.

**મંછી.** હેઠ બાળોતીઉં રાખ્યું છે કે નહીં?

(બાળકની તળે લૂગડું રાખેછે તે બાળપોતીઉં, તે બાળોતીયું)

**નવલવહુ.** હા રાખ્યું છે.

**મંછી.** ત્યારે શી ફીકર છે? છોકરાને ખોળામાં ધવરાવવા લેઈએ તોપણ બાળોતીયું હેઠળ રાખીએ.

**નવલવહુ.** તે રાખ્યું છે.

**મંછી.** આ ઘોડીયું રાખ્યુંછે, તેથી પારણું હોયતો સારૂં. કેમકે છોકરૂં સુખેથી સુઈ રેહે.

(ઘોડીયું એટલે લૂગડાની ખોઈ, ને પારણું ર-
સીથી ભરેલું હોય છે તે.)

**પ્રેમકોર.** પારણુ નંદાણુંછે તે સમું કરવા આપ્યુંછે, તેને
મહિનો થઈ ગયો પણ હજી સુતારને ઘેરથી
આવ્યું નહીં. (ચુડો, ઘરેણું, પલંગ વગેરેને નુ-
કશાન થાય ત્યારે ભાગ્યું ન કહેતાં, નંદાણું
એમ કહેવાનો ચાલ છે. નંદાણું=નિંદા
લાયક થવું)

(એટલી વાત થઇ ત્યાં માણકચંદશેઠે ચાકર મોકલ્યો
તે મંછીવહુને ઘેર તેડી ગયો.)

(ત્યાં મોતીચંદના ખરચની કંકોતરી લઈને બ્રાહ્મણ
આવ્યો.)

**હીરાચંદ.** આવો મહારાજ, ક્યાંથી આવ્યા?

**બ્રાહ્મણ.** ડભોડેથી મોતીચંદ સંઘવીના ખરચની કંકોતરીછે.

**હીરાચંદ.** મેલો કેમ મોકલ્યો નહોતો?

**બ્રાહ્મણ.** કહ્યું કે શેઠના ઘરમાં કોઈને સ્નાન નહિ આવતું
હોય તેથી, મેલો ન લખ્યો.

**હીરાચંદ.** લાવો જોઇએ કંકોતરી.

**બ્રાહ્મણ.** લ્યો.

શેઠ વાંચે છે.

સ્વસ્તશ્રી અમદાવાદ મહાશુભસ્થાને પુજ્યારાધે, શે-
ઠજી શ્રીપાંચ હીરાચંદ અમરચંદ, જોગ્ય એતાનશ્રી ડભોડે-
થી લા. સંઘવી પાંનાચદ ઝવેરચંદના જુહાર વાંચજો. બી-

જો સંઘવી મોતીચંદ નહાનચંદનું ખરચ માહા વદી ૫ ગુરૂ-વારનું નીરધાર્યું છે, તે ઉપર સાથ સરવેને તેડીને વહેલા આવજો. તમો આવે રૂડુ દીસસે. સંવત ૧૯૧૨ ના માહા સુદ ૫.

પ્રેમકોર. કંકોતરીમાં કંકુના છાંટા કેમ નથી?

હીરાચંદ. ખરચની કંકોતરીમાં કંકુ ન હોય.

બ્રાહ્મણ. મને કહ્યું છે કે, શેઠને કહેવું કે જો નહીં આવો તો, અમારે તમારે પાણી પીવાનો વહેવાર રહેશે નહિ, ને માણસ પચાસ સાથે લાવજો.

હીરાચંદ. મારે ધોળેરે જવાનું આજ મુહુરત છે.

બ્રાહ્મણ. ધોળેરે જવાય નહીં. સગાનું કામ કાંઈ રોજ રોજ આવતું નથી.

પ્રેમકોર. તમારાથી ધોળેરે નહીં જવાય, ને ખરચે આ-વવું પડશે.

હીરાચંદ. ઠીક, પણ કે દહાડે ખરચ છે? ઝવેરચંદ, કંકોતરી વાંચો જોઈએ.

ઝવેરચંદ. વાંચીને કહે છે, માહા સુદ ૫ લખીછે.

હીરાચંદ. આજ શી તથ થઈ?

ઝવેરચંદ. આજ તો ૩ છે પણ પાંચમ કે દહાડે હશે.?

હીરાચંદ. કોઇ ટીપણા વાળાને બોલાવો. પછી ટીપણાવાળા બ્રાહ્મણને બોલાવ્યો.

હીરાચંદ. મહારાજ, પાંચમ કે દહાડે છે.?

ટીપણાવાળોબ્રાહ્મણ. આજ ત્રીજ દસ ઘડી છે. તે ઉપરાંત

ચોથ છે. ને કાલે ચોથ સાત ઘડી છે, તે ઉપરાંત પાંચમ છે. ને પરમ દહાડે પાંચમ ૪ ઘડી છે.

**હીરાચંદ.** ત્યારે સાચી પાંચમ કે દહાડે છે.?

**ટીપણા.** શ્રાધ કાળની તો કાલે છે. ને ઉદયાત તો પરમ દહાડેછે. (જે તિથિ બપોરે હોય, તે તિથિનું શ્રાધ તે દહાડે થાય, અને કેટલાંક કામમાં સૂરજ ઉગતી વખત જે તિથિ હોય તે તિથિ ગણાયછે.

**હીરાચંદ.** ત્યારે આરચ કાલ હશે કે પરમ દહાડે.?

**ઝવેરચંદ.** મારે પોહો કરવો છે તે સારૂ ગોરજીને મેં પૂછ્યું હતું તો કહે શાવકની પાંચમ તો કાલ છે. (ઉપવાસમાં શાવક લોકો રાત્રીયે જે તિથિ હોય તે ગણે છે.

**હીરાચંદ.** જુઓ જુઓ કંકોતરીમાં વાર લખ્યો છે. કે નહીં?

**ઝવેરચંદ.** પાંચમ ને ગુરૂવાર લખ્યો છે.

**હીરાચંદ.** ત્યારે શું, આજ મંગળવાર ને કાલે બુધવાર, ને પરમ દહાડે ગુરૂવાર છે. ત્યારે કાલનોજ દહાડો વચમાં રહ્યો; કંકોતરી પણ મોડી આવી, કોઈને લૂગડાં શીવડાવવાં હશે, કોઈને ઘરાણું ધોવરાવવું હશે, તે શી રીતે એક દહાડામાં થશે?

**ઝવેરચંદ.** કેને કેને સાથે આવવાનું કહીશું?

**હીરાચંદ.** આપણા કુટુંબમાં ઘરદીઠ એક એક માણસને કહેવું. એટલે પચાસ સાઠ માણસ થશે.

(પછી એટલું માણસ લેઇને પાંચમને દહાડે

પહોર દિવસ ચડતાં ડભોડે પહોચ્યાં.)

હીરાચંદ. બાઇડીઓને ઝટ ગામમાં જવાદો, પછી આપણે જઇએ.

(પછી બાઇડીઓ રોતીરોતી ગામમાં ગઇ, ને મરનારના ઘર પાસે જઇને કૂટણાં કુટયાં ને ઘરમાં બેશીને મોહોવાળ્યાં, પછી ભાયડા રોતારોતા ગામમાં ચાલ્યા. માથે ઓઢીનેં રોવાની રીત્ય કે,

હીરાચંદ. મારા વાલેશરી સગારે, એ, એ, એ.

ઝવેરચંદ. મારા મામારે, એ, એ, એ,

બીજાલોકો. ઓ, ઓ, ઓ.

(એરીતે રોતા, રોતા, મરનારના ઘર પાસે જઈને બેઠા, એટલે તેના ઘરના આદમિયોએ, આવીને કહ્યું, કે છાના રહો, છાના રહો; (પેહેલાં બીજા લોકો છાના રહ્યા, પછી ઝવેરચંદશેઠ છાના રહ્યા, સહુથી છેલા હીરાચંદશેઠ છાના રહ્યા; પછી પાણીના કોગળા કરાવ્યા.)

ઘરધણી. ચાલો, ચાલો, જમવા. ઝટ અસુર થયાંછે. પછી જમવા ગયા. (પેલી બાઈડીયો રૂવેછે, તેમાંની એક જણી રોતી રોતી બીજીના કાનમાં કહેછે, આ ઘરમાં તો મોતીચંદ સંઘવી રહેછે ને તે કેમ જણાતા નથી.?

બીજીબાઇડી. ત્યારે તમે રોઇરોઇને આંખો રાતી ચોળ કરીછે, તે અત્યાર સુધી કેને રોયાં.

પેલી. એજ મરીગયા કે? મેંતો જાણ્યું કોઇક બીજું મરીગયું હશે. (કેટલાંએક પોતાને ઘેર પાછાં જશે, ત્યાંહાં સુધી પણ જાણશે નહીં કે કોણ મરી ગયું.)

પછી ચઢાઉતરી સગણુ પ્રમાણે છાની રહિયો. છેલી મરનારની ઓરત રૂવેછે કે,

વાલારે, તમેતો, મને એકલી મુકીને ગયા, મારી ભળામણો કેને દેઇ ગયારે, તમને કેના ભરૂસા આવ્યા, હું બળી ગઇરે.

પ્રેમકોર. છાંનાંરહો, છાનાંરહો, હવે એમાંનું કાંઇ દેખવાનું નથી. એ રીતે ઝાઝીવાર કહ્યું એટલે છાની રહી.

ઘરધણી. ચાલો ચાલો, હવે ભાયડા જમી ઉઠયા. બાઇડીઓ જમવા બેસો. (પછી જમવા ગયાં.)

પ્રેમકોર. ના મારેતો નથી જમવું, હુંતો શોગ પાળીશ.

કાકી. ના મા, તમારે શોગ હોય નહીં. તમેતો મારૂં છોકરૂં કહોવાઓ. એતો ભાગ્યશાળી થઇ ગયા. એમને શોગ શ્યો?

(પછી જમવા ગયાં. બીજે દિવસે હીરાચંદશેઠ વગેરેએ એમના દીકરાઓને પાઘડીયો બંધાવી, ખરચ બહુ સારૂં કર્યું, એવાં વખાણુ કરીને સઉ સઊને ગામ વીદાય થયાં.)

(રસ્તામાં ચાલતાં ચાલતાં બાઇડિયો વાતો કરેછે)

મંછી. હાય, હાય, શેઠાણી, તમારા કાકાના દીકરાની વહુને તો કુટતાંએ નથી આવડતું.

(બરાબર સૌની સાથે હાથ કુટતાં પડવો જોઈએ.)

પ્રેમકોર. ગામડામાં તો જે તે કોઈક દહાડે કુટવું પડે, તે શાનું આવડે.?

(જેને કુટતાં રોતાં આવડે તે બાયડી હોશિયાર

ગણાય છે,)

**હરકોર.** અરે મોહોવાળતાંએ પણ નથી આવડતું તો!
(રોતાં વચન બોલવાં તે.)

**મંછી.** જલેબી તો ઠીક થઈતી, પણ લાડવામાં ખાંડ ઓ-
છી હતી.

**પ્રેમકોર.** કંદોઇમાં વાંક, નહીતો જે ધણી ખરચ કરવા
બેઠો તે કાંઇ કોશર કરેછે ?

એ વગેરે વાતો કરતાં ગામમાં પહોંચ્યાં. પછી
સઉ સઉને ઘેર ગયાં.

સમાપ્ત.